શ્રી

# મનહર ગરબા સંગ્રહ

અથવા

## રસીક ગરબાવળી.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. નવનીતલાલ વી. પટવા.

બુકસેલર લીમડાચોક—સુરત.

સુરત રૂવાળાના ટેકરાપર આવેલી સુખડીઆ શેરીમાં
ધી લક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસમાં હીરાલાલ ચંદુલાલે છાપી.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦

કીંમત ૪ આના




# મીરાંબાઈનો ગરબો.

( પુનમ ચાંદનીનો રાગ. )

પ્રભુ પાલવ પકડી રહી છું પુરણ પ્રેમથીરે,
મારા છેલ છબીલા અંતરના આધાર;
ઉભી અરજ કરે છે મીરાં રાંકડીરે,
તમે દાસી તણાં દુઃખ હરી દુર કરોરે;
શીસ નામી મારા પ્રભુને પ્રણામ—ઉભી અરજ૦ ૧

**સાખી.**

સાસરીઆમાં સુખ નહીં, મહીયરીએ નહીં માન,
સુખ દુઃખની મારી વાતડી, કોઈ ન ધરતું કાન.
નથી રહેવું મારે રાણાજીના રાજમાંરે,
રાણો રોશે ભરીગો કપટી કુડો કંથ—ઉભી અરજ૦ ૨

**સાખી.**

આ વખત હરી આવજો, વિઠ્ઠલ ધાજો વ્હાર,
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર.
વેરી વસમો જાણી વેગે વહેલા આવજોરે.
નહીં તો જરૂર મારા જીવનું જોખમ થાય—ઉભી અરજ૦ ૩

**સાખી.**

ઉંડે કુવે ઉતારીયાં, તરત તુટીયું વરત,
તારણ વાલો તારસે, સામળીઓ સમરથ,
એવા વીવેકી વીઠલને જાવું વારણેરે,
ટસે હરીજનોના અંતરના ઉંચા—ઉભી અરજ૦ ૪

સાખી.

વિશ્વાસે વળગી રહી, ત્રીકમ રાખો ટેક,
અળગી નહી તમ આગળે, મન ધરી વિવેક.
ભક્ત સારૂ આવે, ભાવે ભુદર ભેટવારે,
સત્ય રાખો હરી સાચા સુંદર સ્યામ—ઉભી અરજ૦ ૫

સાખી.

નિતીધર્મ નવ ચુકોવો, જ્યાં સુધી ઘટમાં પ્રાણ,
સહેજે સીધુ ઉતરે, હરી ઉગારે હાંણ.
નિત્ય નામ લેતાં પાપી પાવન થાયછેરે,
પ્રભુ રાખો મુને પ્રેમ ધરીને પાસ—ઉભી અરજ૦ ૬

સાખી.

રૂપાળા રણછોડજી, નમી નમી લાગું પાય,
દુષ્ટ કંથને દુર કરો, જેથી શીતળ થાય.
તમ દર્શન દીઠેથી દુઃખ જાયછેરે.
આવો ભેટવાને ભાવ ધરી ભગવાન—ઉભી અરજ૦ ૭

સાખી.

ભકતી ભેદના વેદને, શું જાણે ગમાર.
છોટમહારાજની વીનતી, ગાજો નરને નાર.
હરી ભજે તેની આશા પુરણ થાયછેરે,
અંતે જાય બેસી વૈકુંઠે વિમાન—ઉભી અરજ૦ ૮

## ગરબો—મીરાંબાઈનો ૨ જો

કોઇ મીરાંને મનાવી વ્હેલાં આવજોરે,
તેને આપું બેઠ વીંટીને ભંડાર;
જાવો તેડવાને વાર લાગે નહીંરે.

સાખી.

રાણો કાગળ મોકલે, દેજો મીરાંને હાથ,
કંથ રૂદન કરે ઘણું, છોડી ચાલ્યા સાથ.
મારે અન તો લીધાની છે આખડીરે,
નહીં તો જરૂર મારા જીવનું જોખમ થાય—કોઇ મીરાંને૦ ૧

સાખી

શું કરૂં આ સાંભળી, મુજને છે ધીક્કાર,
વગર વાંકે કાહાડીઆં, સમજો નહીં કંઇ સાર,
મારા મનની વાતો મનમાં રહીરે,
ગયા પછી હવે હાથ ઘસે શું થાય—કોઇ મીરાંને૦ ૨

સાખી

સતી મનાવી લાવજો, સદાય પામું સુખ,
ક્યારે આવે એ સતી, જોવું મારે મુખ.
મારો અમુલખ મનખો એળે ગયોરે,
લાગ્યો ખેપીઓ ખબર તેણી વાર—કોઇ મીરાંને૦ ૩

સાખી.

શાને શોક ધરો હવે, થનાર વસ્તુ થાય,
તેજમાં તેજ સમાઇ ગયાં, સામલીયાની સહાય.
એવો ભક્તી કેરો અતિ પ્રતાપછેરે,
સોની છોટા લાગે નમી નમી પાય—કોઇ મીરાંને૦ ૪

# ભદ્રકાળીનો ગરબો.

ધન ધન ભદ્રકાળી, મેં તો જોયા નજરે ભાળી;
એ ત્રણ દરવાજા વાળી, મેં કર્યાં દરશન.
જેની શોભાનો નહીં પાર, દરશન કરે નરનાર;
દીસે ભદ્ર ભયંકાર, હું તો થયો પરસંન.
સહુ જજો ભદ્રને દહેરે, લોક શ્રીફળ વધેરે;
માતા શણગાર પેહેરે, શોભા છે રૂડી.
મંમાયા રૂપે કાળી, જગતની દીનદયાળી;
કંઠે ગજરા નાકે વાળી, એને હાથે છે ચુડી.
હું તો જોવા ગયો ચાલી, મા ઉભી ખડગ ઝાલી;
એણે હાંસડી લુસી ઘાલી, પેહેર્યાં ચીર ચોળી.
સઉ જોવા જજો સાથે, ઘુઘરી પુંચી બાંધી હાથે;
શોભે મુગટ માથે, એવી ભદ્ર ભોળી.

માને શણગાર સજ્યા છે, દેવી સુર્ય સનમુખ;
હાર મીતગે મડ્યાં છે, દેવી સુર્ય સનમુખ.
જોતાં અક્કલ થઇ જાય ગાંડી, મેં તો જોયું ચીત માંડી;
અંદર લટકે છે હાંડી, બહાર એક ઝમરૂખ.
ત્યાં થાય ઘંટનો ધમકો, માનો વાગે ઝાંઝર ઝુમકો;
બહુ ભક્ત કરે છે ઠમકો, સહુ સેવક નાચે.
ઝાઝા જન ધરે ધ્યાન, વંઝા માગેરે સંતાન;
ગુન્હેગાર પકડે કાન, અને થૈ થૈ નાચે.
ત્યાં ઘણા ગારદી ફરે, આખો દીન પહેરો ભરે;
ખુબ રીતે ચોકી કરે, આખી રાત જાગે.
એ મંમાયાને માનુ, એવું નથી કાંઇ છાનું;
કાળી પુંઠે કેદખાનું, ત્યાં બેડીઓ વાગે.
ઉપર ઘડીઆળ છે ઠેઠ, ગારદી બેસે છે હેઠ;
સાંજ પડે થાય પ્રેટ, ત્યાં હાજરી લે છે.
શુકરવારે ભીડ અથોક, રવિવારે ટળે શોક;
સાંજે જાય લાલ લોક, તે ત્યાં ઉભા રહે છે.
અમદાવાદ સારૂં શહેર, મંમાયા કરજો મેહેર;
પારણા બંધાય ઘેર ઘેર, એટલું માંગું.
કહેછે વલ્લભ સુરજરામ, જીલ્લે રાયપુરમાં મુકામ;
પખીલીની પોળમાં કામ, હું પાય લાગું.

---

# સુરત શહેરનો ગરબો.

---

સુરત સોનાની મ્હોર, સાત ગાઉ ભીમફેર,
તેનું કામ છે ઓર, સોભા ભારી.
ત્યાં ગાડી ઘોડા જાય, શ્રાવણ મહિને સરતો થાય,
તોફાન મારગમાંય, બેલને નાખે મારી.
પહેલી ગોડદોડની ચોકી, ત્યાં સિપાઇ રાખે રોકી;
પૈસા લેછે મારી ઠોકી, પછી જાવા દે છે.
બીજો બામણીઆનો ઘાટ, ગાડીની ફાટા ફાટ;
જે જાય જોવા માટ તે ત્યાં ઉભા રહે છે.

ગાડીવાલા છબરા જોય,ત્રીજા મુકામ તીપીરોદ,
ત્યાં થાય ગોદાગોદ, મારે મ્હોનીડકર.
ત્યાંસો એવી હુઇ,કાચા ગોધા જાય સુંઇ,
જ્યાં આવે સકકર કુઇ, પછી દેણનું ચકકર.
છઠ્ઠે ગવિયરનો મુકામ, ગછી બંગલી ના ઠામ;
તે દખી આવે રામ, સહુ ખુશી રહે છે.
પછી ચોર આંબલે જાય, એટલે સરત પુરી થાય.
ત્યા હરાય કે જીતાય, નાણું ગણી લે છે.
પછી જાય ગામની મહીં, ઉતરે ઉતારો હોય તહીં,
હાકનાર પડે ઘેલો થઈ, તે નરમ થાય છે.
બીજા સોબતી બેલ ને જુવે, પાણી લઇ ને શીણ ધુએ;
નવરાવે લુગડા લુએ, પછી દરીએ જાય છે.
સૌ ન્હાવા જાય ખુશાથી, એટલે ઉડી જાય સુસ્તી;
ત્યાં સુરા કરે કુસ્તી, ઘણો હરખ ચડે.
પછી દરીઆમાં ન્હાય, ,યારે હનુમનમાં જાય;
પછી ઘી ખીચડીઓ ખાય,એવે સાંજ પડે.
સાંજે ગાડીઓને દોડે, ધીરે ધીરે બેલને જોડે;
વળતી વખત ન ધેડે, સહુ ઘરે આવે.
પૈસા વાપરે અથોક, કોઇના મનમાં નહીંશોક;
શોખી સુરતના લોક, સારૂં ખાવું ભાવે,
સુરત સારૂં શહેર, .સૌને કરજો લીલા લહેર;
પારણાં બંધાય ઘેર ઘેર, એટલું માગું,
કહે છે વલ્લભ સુરજરામ, અમદાવાદમાં મુકામ;
જીલ્લે રાયપુરમાં ઠામ, હું પાય લાગું.

---

# બજરંગીનો (હનમાનજીનો) ગરબો.



સિતા રામનો રખવાળરે સમરૂં બજરંગી,
એતો અંજનીનો જાયો હનુમાનરે.
એમને ચઢે છે તેલ સિંધુરરે— સમરૂં.
માતાજીના વચન પાળવાપીતાજીને કાજ;

અયોધ્યા નગરીના રાજ છોડયાંરે, રામે ભોગવીયા વનવાસરે સમરૂં
વનમાં જઇ મઢી બનાવી આસન કીધાં ત્યાંય;
રોપ્યાં સીતાજીએ વૃક્ષ ત્યાં કઇ જુદી જુદી જાતનાજ થાયરે સામરૂં
રાજા રાવણનો મ્રગલો, જેનીસુંર્ણની છે કાય;
ચરતાં સીતાજીએ ભાળીઓરે કહે રામને કાંચલડી સીવડાયરે સમરૂં૦
કંચવો સોનાનો સીવડાવશું નહીં ચામડામાં એ સાર;
હઠ લીધી સીતાજીએ ઘણી કીધા બોલ ઓશીયાળાઅપારરે સમરૂં
બોલો સીતાના સાભળીલીધુ, રામે ધનુષ ત્યાં હાથ;
પહેલું તે બાણુ રામે ફેંકીયું, તેતો જઇ પડયું દરિયામાંયરે. સમરૂં૦
બીજે બાણે મૃગ માર્યો, તમો ધાજ્યે લક્ષ્મણુ વીર,
સીતાજી કહે દીયરનેરે, તમો જાઓ હણાયા તમ વીર સમરૂં૦
ઘેલી સીતા ન બોલીએ, નવ રામ હણાયા જાય;
મેણાં દીધાં સીતાજીએ ઘણાંરે, તેથી લક્ષમણ ધાયી ત્યાંયરે. સમરૂં
રાવણ આવ્યો જંગી થઇ, કહે ભીક્ષાદે માય;
આપો આણ્યો છે રામનીરે, તુને ભીક્ષા તે કેમ અપાયરે. સમરૂં૦
કપટીયે કપટ લડાવીયું, ઉંધુ ચતું સમજાવી સાર,
ખાંધે બેસાડી રાવણ ચાલીયોરે, કાંઇ હરી છેસીતા નારરે. સમરૂં૦
ઉંચી મેડી ઉછાંછળાં, સમુદ્રનો નહી ત્યાગ;
સતીને રાવણ હરી ગયોરે. એની મેઢીએ ઉડે છે કાગરે. સમરૂં૦
મારી મૃગ રામ આવીયા, નાખ્યો મઢીની બહાર;
દિસે સુનાં મંદીર માળીયાં, કહે લક્ષમણ કયા ગઇસતીનારરે સમરૂં૦
રામ કહે લક્ષમણ તું કુલક્ષણો, ન સરીયાં કશાં કાજ,
નાહણો વાડીનો મૃગલોરે, કાંઇ સાચવી ન સીતા નારરે સમરૂં૦
લક્ષમણ કહે હું તમકુ ક્ષણો, કુલક્ષણી તમારી નાર;
સીતા કઠણ વચન બોલીયારે, મને લાગ્યા તે હાડોહાડરે.સમરૂં૦
રામ રૂવે લક્ષમણ રીઝવે; ના રોશો ઘેલા રામ;
સતિ સરખી બીજી લાવસુરે, એનુ સીતા ધરાવીશું નામરે.સમરૂં૦
જળ જળ કમળી ન નીપજે વીરા વનવન અધર ન હોય;
ઘેર ઘેર સિતા ના નીપજેરે, તું તો બાંધવ વિચારી જોયરે સમરૂં૦
રામે બીડુ ફેંકીઉં કહે છે કોમે બળીઓ જોધ,
હનુમાને તેતો લીધું હાથયાંરે, લાવું સીતાજીની હું શોધરે સમરૂં૦
અવળા ઇલટે ઉછળ્યા, પડીઆ સાગર મોઝાર;

લંકા પહોંચી તે આવીઓ, જોયા ચોરાશી બાવન બજારરે.સમરૂં૦
જોઇ વસ્તી બધી જોયું રાવણનું રાજ,
પત્તો સતિનો ના મળ્યો, આવ્યો થાકી પાણીને ઘાટરે.. સમરૂં૦
પનીયારી તુને વિનવું કંઇ બતાવે જો સીતા માય,
પનીયારીએ કહ્યું સાંભળોરે સીતા અશોક વાડીની માંયયે.સમરૂં૦
ત્યાંથી હનુમાન ઉડીઓ, ને આવ્યો વાડી જ્યાંય,
પહેલી મુદ્રિકા પડતી ત્યારે, લીધી સીતાજીએતો ત્યાંયરે. સમરૂં૦
કોણ દિશાથી આવ્યા, શું છે તમારૂં નામ;
કોણે તમોને મોકલ્યા, લાવ્યા કયાથી મુદ્રીકા આ રામનીરે.
ઉત્તર દીશાથી આવ્યા, પંચવટીમાં છે મુકામ;
રામ લક્ષ્મણ મુને મોકલ્યોરે છે હનુમાનજી મુજ નામરે. સમરૂં૦
સાત સમુદ્ર આડા ભર્યા, જળનો નહિ કંઈ માધ;
દૈતો સામા ઉભા હશેરે, બાઈ કેમ કરી મુકાવ્યો તે મારેરે. સમરૂં૦
સાત સમુદ્ર કોટે કરને બાળુ લંકા અનુપ;
નથી મારા રામની આજ્ઞારે, નહીં તો મારૂં હું રાવણ ભુપરે. સમરૂં૦
તરસ્યો તું હોઇશ ભાઇ આવજારે, જા પીને તું ટાઢા નીર;
ભુખ તુને લાગી હશે, તું ખાને આ દાડમ અંજીરરે,
ફરીયાદ બાગનો માળીડોરે લેઈ રાવણની પાસે જાયરે. સમરૂં૦
અરજ સુણી માળી તણી, કોપ્યો રાવણ રાય;
મારો મારો એને શું જાઓ, ભાગો લોઢે લાકડે એની કાયરે. સમરૂં૦
કુંભકરણે ભલાઈ બીડીયા, માર્યું જોરથી બાણ;
ઇંદ્રજીત કહે ગભરાઓ નહીરે, હું વાળું છું એનો ઘાણરે. સમરૂં૦
હનુમાનજી હસતા બોલ્યા નહિ મરૂં એરણને ઘાણ;
સાચું કહે વાંદરારે, ત્યારે શાથી જશે તુજ પ્રાણ. સમરૂં૦
આખી લંકાના ગોદડાં, અને સહસ્ત્ર ઘાણીનું તેલ;
મારે પુછડે બાંધી પછીરે, વળી અગ્ની તે તેમાં મેલરે. સમરૂં૦
તેલ મંગાવ્યું તરત, ત્યાં બાંધ્યા ગોદડાં રાજડ;
અગ્ની મુકતા સાથ હનુમાનજીરે, બેઠા ચઢી તે લંકા ગઢરે. સમરૂં૦
બાળ્યા મેડીને માળીયાં બાળ્યા બાવન બજાર;
હાહાકાર ત્યાં થઈ રહ્યોરે, રૂવે નાના મોટાં નરનારરે. સમરૂં૦
પછી સ્નાન કરી હનુમાનજી આવ્યા રામજી જ્યાંય;

સીતાની ખબર આપી એનેરે કહ્યું લંકામાં લાગી છે લ્હાયરે. સમરૂં૦
રામ લક્ષ્મણ યુદ્ધે ચઢયા, ઇંદ્રજીત માર્યો ત્યાંય
ઓળખ્યો ઇંદ્રજીત તેમણેરે, ત્યારે લક્ષ્મણને થઇ મૂર્છાયરે. સમરૂં૦
સમજી ઘણા દીલગીર થયા, ઉચર્યા દીલમાંહી બોલ
કાંચલડીને કારણેરે, મારી અખંડ ખોડી જોડરે. સમરૂં૦
ગયાંતા તમો ત્રણ જણાને આવ્યા એકાએક
માતા સુમીત્રા એમ પુછશેરે, ત્યારે ઉત્તર શો દઇશ તું તેહરે. સમરૂં૦
વાયુ આવ્યા હનુમાનજી, લાવ્યા અપરકુપ સાર
મૂર્છા વાળી લક્ષ્મણ તણીરે, ત્યારે વરત્યો તે જેજેકારરે. સમરૂં૦
થયું યુદ્ધ ત્યાં અતિઘણું માર્યો રાવણ ભુપ
સીતા સતી મલી રામને પછી વીહ્ન પડયાં જઇ કુપરે. સમરૂં૦

# નળ રાજાનો ગરબો.

કે નળ રાજાનું આખ્યાન તમે ધરી લ્યોને ધ્યાન દમયંતી સોયા બળ કહું તુજને કે નૈસધ દેશનો રાય, તે તો મૃગયા રમવા જાયે, ત્યાંથી લાવ્યો જનાવર એક, હંસને હંસ કહેવા લાગ્યા વાત, રાજા નળની સંગાથ મુને, મુકી દો મહારાજ, મારી નારી રૂવે શું કહું તુજને, સો પુત્રની છેમાત, તેને મળી આવું આજ. આપ્યું વચન છોડી દીધો હંસને, હંસ ઉડયો ઉડયો જાય, એની નારીની પાસ, ત્રણ દીવસમાં આવ્યો રાજા કને,

## સાખી.

રાજા હંસ ઘેર આવ્યા, તેને હૈયે હરખ ન માયે;
હંસ વાહન બ્રહ્મા તણું, તેને નીતે કેમ કહેવાયે.

વચન આપું તુજને રાજા કહે છે હંસને તું કન્યા લાવની શોધીને હંસ ઉડયો ઉડયો જાય સોધ્યા સ્વર્ગ પાતાળ ત્યાંથી ઉડયો કુંદનપુર નગરીમાં કુંદનપુરનો છે રાયરાજા ભીમક કહેવાય તેની પુત્રી કુંવારી એક દમીયંતી તે તો કુંવારી કહેવાય જોવા રહે છે વાડી માંહે હંસ જઇ એ બેઠો ઝાડઉપર કરે નળનાં વખાણ થયું કન્યને જાણ જુવો બોલે છે નર વાડીમા.

સાખી

દમીયંતીએ દાસીને કહ્યું. જુઓ કોણ બોલે છે વાડીમાંય,
એવા નર તે કોણ છે વળી કેમ કરીને ઓળખાય.

દસી ફરતી ફરતી આવી હંસ બેઠો નીચી ડાળ વહાલો હાથે કરીને પકડાઇ ગયો નારીએ ચાંપ્યો રૂદીઆ સાથ પછી પુછી નળની, વાત એવા નળ કુંવારા કેમ રહ્યાં હંસ કહેવા લાગ્યો વાત, રાણી દમયંતીની સાથ તેના તેજ થકીરે રવી જંખવાઇ જાય નારીનું વચન લઇ જ્યાં, હંસ ઉડયો છે ત્યાં પાછું ફરીને નષધ દેશ ગયો.

સાખી

રાજા ભીમકની પુત્રી, તેની પાતળી સરખી કાય;
ત્રણ ભુવનમાં ફરી વળ્યો, એવી કન્યા મળેના કયાં

તેનાં તેજ તણો નહી પાર તમેશું કરો વિચાર જઇ પરણો કન્યા દમયંતી નારદ મુની કહેવાય તે તો દેવ સભામાં જાય જઇ કહ્યા સમાચાર ઇંદ્રને વાયું વરૂણ અગ્નિ આવીયા જોડે જમરાજને લાવ્યા ઘણા ચરિત્ર કીધા રાયે, છળવાને ચારે બ્રહ્મ થયા નારદ કને ગયાં તું પરણવા દે કન્યા હમને.

સાખી

પાંચે મંડપમાં ગયા. ધરી નળનું રૂપ:
આવી હતી વરમાળા આપવા, તે ગઇ છે પાછી ફરી

પુછે પીતાને વાત પુત્રી પુછે પીતાને વાત માળા કોને આરોપું અહીં આવ્યા છે પાંચે નળ બનીને નારી ફરતી ફરતી આવી વરમાળા આરોપી નળરાજા તે એકએકને દીધા શ્રાપ રીંછ રોઝ વાઘ વાંદર બન્યા તેતો દેવ સભામાં ગયા એતો ઓશીયાળા થયા ઘરની નારીઓ મહેણાં દે છે એમ કહે છે ખુશાળદાસ શામળશા જગજીવન એતો કળજુગ વ્યાપ્યો નળરાજાને.

---

# પંદર તીથીનો ગરબો

સખી પડવે તે પંથ ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યરે:
સાથે સીતાને લક્ષમણ બાળા, રઘુપતીરામ ફંદેમાં રહેજોરે.

સખી બીજે મઢીમા બીરાજેરે, જેવા નદીઓ તણાં નીર ગજેરે;
રામ મેલી ગયા રૂડુ રાજ રઘુપતીરામ રૂદેમાં રહેમાં રહેજોરે,

સખી ત્રીજે વનંની ઝાડીરે દશ ફૂળ મંગવે દાડીરે;
મારી શોભે સીતાજીની વાડી. રઘુ૦

સખી ચોથે કેવડીઓ લ્હેકરે, ફાલો ફુલોને મોગરો મેકરે;
એવી લીલી લતાઓ લેકે રઘુ૦

સખી પાંચમે પોપટ પાળ્યોરે. પાંખ લીલીને કંઠલો કાળોરે;
મુખે રામ નામ ભણતો ભાળો રઘુ૦

સખી છઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે આવયોરે.
એ મુખનો મૃગ બનાવ્યો. રઘુ૦

સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી ભોળી ઉડાડયા ભમરારે
દુખ સહીને ઉછેર્યાં ડમરા રઘુ૦

સખી આઠમે એને નીહાળોરે, ધનુષ ધારીને મૃગલો માર્યોરે;
મગર મરતી વખતે પોકારો પોકાર્યો રઘુ૦

સખી નોમે તે નાખો તીરરે, જઈ વાગ્યો મૃગ શરીરરે;
વારે ધાજો લક્ષમણ વિર. રઘુ૦

સખી દશમે કહે લક્ષમણનેરે, એલી વિરો બોલાવે છે તમનેરે
આડી આણ દીધી છે. અમનેરે. રઘુ૦

સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાને લાગ તપાશીરે
રાવણ સીતાને લઇ ગયો નાશી રઘુ૦

સખી બારસે હનુમાન બળીઓરે થેકી સમુદ્ર પાર ઉતરીયોરે;
જઇ જોગ માયાને મળીઓ. રઘુ૦

સખી તેરસે તંબોળુ ગાજેરે, હાક હનુંમાન કેરી વાગેરે;
લાય લંકા તે ગઢમાં લાગે. રઘુ૦

સખી ચઊદસે ચીત ચીયારે, ફોજ વાંદરની રચી સારીરે,
રામે રાવણને નાંખ્યો મારી, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે.
સખી પુનેમે પ્રભુજી આવ્યારે થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માત કૌશલ્યાને મન ભાવ્યો, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે.



# બહુચરાજીનો ગરબો

બલિહારીરે બહુચર માત જોવાને જઇએ
જોવા જઇએ સુખીઆં થઇએ, આરાસુરમાં રહીયેરે;
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ માહાકાળીરે. જોવા ૧
માને પારે હવન થાયતે, ચિર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માના મંગળ ગાય જોવા. ૨
માને પારે જે કોઇ જાશે, તેની પુરે આશરે;
કરજોડી જન વલ્લભ કહે મા હું છું તારો દાશ. જોવા ૩

# ત્રિવીક્રમનો ગરબો.

પુનમ ચાંદની ખીલી પુરી અહીરે, શોભે રજની સુંદર શી આજ
હેતે રમીએ સંગાથે સૈયર આપણેરે.
સૈયર કંકણો સોનાના કર ધર્યારે માંહે જડીયાં છે લિલમ મણી નંગ—હે

મળીઆ આજે આપણે ધરી શોળ શણગાર,
કર કંકણ ચુડી ચમક, ચંદ્ર તેજ એક તાર.

હીરા રત્ન જડીત ઉરહાંર છે મોતી લળકે છે બાજુબંધ—હેતે૦

અંબોડા ફુલે જડયાં, સરસેથી લિધુળ;
કીધા કુમકુમ ચાંદલા, મુકયા માળા ઉર.

આરસપારસમણી જડેલો ચોકછેરે, તેમાં રમતાં વસતાં હૈયે નર્મદાતીર,

પેર્યાં ઝાંઝર પ્રીતથી, ઝણણ કરે ઝણકાર;
ફરીએ સૈયર ફુદડી આ રજની મોઝાર.

સખી વેલીઓ ફુલી વિધવિધ ભાતનારે, તેતો આપે છે શી સુંદર
સુગંધ—હેતે૦

# કાળકામાતાનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળીકારે લોલ
મા તારે ડુંગરડે ચડવું તે, અતિ ઘણું દોહલુંરે લોલ
મા તારી પ્રદક્ષણા કરી કે વરણન શું કરૂરે લોલ
વિશ્વાસે તપ કરવા બેઠા કે, ચઉટે ચઉદ મઝ્યારે લોલ
ત્યાં કાંઇ ગાતાના ગરબા કે, માજી આવ્યારે લોલ
રાજાજીએ છેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયાંરે લોલ
માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે, જંજાળ અતીઘણીરે લોલ
માગ્ય માગ્ય ઘોડાની ઘોડસ કે, હાંથી ઝુલતારે લોલ
માગ્ય માગ્ય દક્ષણ સરખા દેશ કે, કીલ્લા અતી ઘણારે લોલ
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, ભદર બેસણાંરે લોલ
માગ્ય માગ્ય નવખંડનાં રાજ્ય કે, ચાંદો સુર્ય તપેરે લોલ
માગુ માગુ એટલું વરદાન કે, મારા મોહોલે પધારીએરે લોલ
ફટ ફટ પાપીના રાજન કે, એ શું માગીયુંરે લોલ
આજથી છઠેને છ માસે કે, મુળ જાશે રે લોલ
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ધસી રહયોરે લોલ
મુગલ ચઢાવીને ફોજ કે, પાવાગઢ પેશીઓરે લોલ
દરવાજે ઉભા દરવાન કે, લઇને પછીયોરે લોલ
રાજાજીએ ખોદાવીયું તળાવ કે, પાવન નવ સરયુંરે લોલ
મુગલે ખોદાવીયું તળાવ કે, જલ તણે ભરયુંરે લોલ
માજીનો એવો છે મહીમાય કે, કયા નવ કહી સકેરે લોલ

# પંદર તીથીઓનો ગરબો

—:[—○—]:—

પડવાની પણ પ્રીત ગટસટ ભુલીરે, મારા હરી વિના એક વાત સરવે સુનીરે, બીજે બાળે વેશ રહું છું બાળીરે, આ ઘરમાં કેમ રહેવાય; વાગે તાળીરે: ત્રીજે ત્રીભોવનરાય રાજ પધારોરે હરી આવો આપણે ઘેર; હેત વધારોરે ચોથે ચતુરા નાર ચંચળ ચાલોરે, પેલો વડોદરાનો વૈદ, દુખડા ટાળોરે; પાંચમના પડઘા હરી શું રાખ્યારે મારે પ્રેમરસ પીવા કાજ, હરીરસ ચાખ્યોરે; છઠીના લખીયા લેખ, તે કેમ ટળશેરે મારા પેલા ભવની પ્રીત, આવી મળશેરે.

સાતમના સંતાપ, આ શું [illegible] લાજ નથી લગાર શું કહું તમનેરે, આઠમ ઓછવ થાય, હરી હોય હેલીરે મારે સોળ ગોપીનો સાથ, રમવા ઘેલીરે નોમેરા નાથ નમેરા ન થઇએરે; આ ગોકુળ મેલી નાથ મથુરા ન જઇએરે; દશમે દીનરાત દેહ મારી દાઝેરે, ઘેર નાવલીઓ નહિ સાથ, તે દુઃખ સાલેરે, એકાદશીના વૃત મારે કરવારે, શ્રી જુમનાજીના ધ્યાન મારે ધરવારે, દ્વાદશીના દાહાડે દરશન દેજોરે, મારા સામળીયા ભગવાન, સનમુખ રહેજોરે; તેરસના તો તન અમારા તુટયાંરે આ હરી હરી કરતાં હોઠ અમારા સુકાયરે. ચઉદસે તો ચતુર નર શું વાહાયારે, ઘેર રાધા સરખીનાર શું રીસાયારે, પુનેમે તો પંદર તથી થઈ કહાવેરે સુની સેજલડીમાં સુના નિંદ્રા નાવેરે.

# મલ્લાવરાવનો રાસડો.

પીતળ લોટા જળે ભર્યારે દાતણ કરતા જાવોરે
મલારરાવ શેહેરનો સુબો કયારે આવશેરે;
દાતણ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે,
ચીનના પ્યાલા એમ રહ્યારે, મરદન કરતા જાઓરે મ૦ ૧
મરદન કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મ૦
ત્રાંબા તે કુંડીઓ જળે ભરીરે, નાવણ કરતારે જાવ મ૦ ૨
નાવણ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મ૦
રાંધી રસોઇઓ એમ રહીરે, ભોજન કરતા જાવરે મ૦ ૩
ભોજન કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મ૦
પાનસોપારીને એલચીરે, મુખવાસ કરતા જાવરે મ૦ ૪
મુખવાસ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મ૦
સોનાને ફેરા સોગટાંરે રમત રમતા જાવરે મ૦ ૫
રમત રમશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મ૦
ઢીચણ સામો ઢોલીયોરે પોઢન કરતા જાઓરે મ૦ ૬
પોઢણ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મ૦
કયાંથી આવ્યા પેલા પરદેશરે, માથે ટોપીને ભુરો વેશરે મ૦ ૭
રાણી રૂવે રંગમહેલમાંરે દાસીઓ રૂવે દરબારરે મ૦
હાટે રૂવે હાટ વાણીઆરે, ચોરે રૂવે ચારણ ભાટરે. મ૦ ૮

# દાણલીલા નં૦ ૧



રાધા—પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવા દો;
　　આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારા વેચવા દો.
કૃષ્ણ—વેચતાં તુને કોણ વારે છે, સાંભળને રાધે પ્યારી:
　　મહી ગોરસનું દાનજ દેની વહેલી થાને વ્રજનારી.
રાધા—નારી કહી પ્રભુ શું બોલાવે, છાનો રહેજે છોગાળા:
　　કહણ રાજ છે કંસનું ગૌચારતા ગોવાળા.
કૃષ્ણ—હુંરે ગોવાળીઓ તુંરે ગોવાલણ, ફરી ગમે તો આવજે:
　　કંસ સરીખા સો હીમાયતી સાથે તેડી તું લાવજે.
રાધા—નહી તેડી લાવું દો મુને જાવા, રોકી રહ્યા છો વ્રજનારી;
　　રઘુનાથના સ્વામી હો શામળીઆ, ઘેલા દીસો છો ગીરધારી.
કૃષ્ણ—ઘેલો છું પણ દાણ ન ચુકુ, દોકડો નહી લઉ એક ખોટો:
　　ગીરધારીએ ગામ ગોકુળ વસાવ્યું, ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો.
રાધા—મોટો હતો ત્યારે મથુરામાંથી અરધી રાતે શીદ આવ્યો:
　　પરઘેર રહીને પેટ ભરતો, નોતો તે દાણી કાવ્યો.
કૃષ્ણ—વાંકુ બોલતી વાર કરતી. કતો હૈયાનો હાર તોડું;
　　દાણ દધીના આપોને અબળા, કાંતો મહીના માટ ફોડું:
રાધા—હાર નહીં તુટે માટ નહીં ફુટે ન્યાય નગરીમાં પુછાશે:
　　રઘુનાથના સ્વામી હો સામળીયા, ગોકુળમાં કેમ રહેવાશે.
કૃષ્ણ—ન રહેવાય તો જાવ અત્યારે, દાણ દધીનું નહીં મેલું:
　　ચીર હરયાં તે ગયાં વીસરી, કામનીયું કારણ પેલું.
રાધા—નંદ તણે ઘેર નવ લાખ ગાયું, નોતુ તે ધન ફાવ્યું છે:
　　માતા તારી મહી વેચતી હમણાં રાજ આવ્યું છે.
કૃષ્ણ—આવ્યું આવ્યું કરતી રહેને, મેણાં દેતી મહીઆરી:
　　ધુત પણામાં તું છે ધુતારી, ઠગપણમાં ઠગનારી.
રાધા—હું ધુતારી તું પોંચેલો, તારી માને મહેણાં દેવરાવે:
　　રઘુનાથના સ્વામી હો સામળીયા, ઝાઝુ તે શું કહેવરાવે.
કૃષ્ણ—કહું છું પણ દેતી નથી, રાખી રહી છે મુરખપણું;
　　હમેં રહીએ રાજ દરબારમાં, અમારી નથી ઓળખાણું.

રાધા—ઓળખ્યું શું પણ આવ્યો નાસી, મહાવનમાં તું જાનો છે,
જાદવ કુળ મધ્યે જન્મ છે તારો, નંદ તણે ઘેર નાનો છે.
કૃષ્ણ—નંદ જસોદામાતા મહા બડભાગી, તેના તો અમે છીએ અધીકારી;
મોટા મુનીવર મર્મ ન જાણે, ગૌકુળવસી મેં ગૌચારી.
રાધા—ગૌચારી ગોપી વરતાં, હમને લો તમે ઉગારી;
રઘુનાથના સ્વામી સામળીઆ, તમે ઝીત્યા હું હારી.

## દાણલીલા ગરબી ૨ જી

રાધા—તમે અજાણ્યા અમે જાણીતારે,
મારો પાલવડો નવ તાણીયેરે,
તમે સમજી રહો મનમાંહરે,
સામળીયા વહાલા રહો વેગળારે. તમે વહાલા રહો.
કૃષ્ણ—નારી શું રે સમજાવે મુજનેરે,
હું તો નહીરે જાવા દઉં તુંજનેરે.
તારી મરડીને રાખીશ બાંહરે,
મહીયારી રાધા દો દાણ શું રે. તમે રાધા તે. ૨
રાધા—અલ્યા બાંહ્ય શું મરડે વીકલારે;
મેં તો તુજ સરખા ઘણા દીઠલારે:
કપરૂં છે કંશનું રાજરે. સામળીયા ૩
કૃષ્ણ—નારી કંશ થકી શું થાય છે રે,
એવા કંઇ આવે ને કંઇ જાય છે રે:
તારા ઉરના ઉતારીશ હારરે. મહીયારી. ૪
રાધા—અલ્યા હાર હૈયાનો તુટશેરે.
મારી મહીની મટુકી ફુટશેરે;
ઘેરે શાસુડી દેશે ગાળરે. સામળીયા. ૫
કૃષ્ણ—નારી ગાળ દે આગ તે નહી અડે,
જેહનું લહેણું હોય તે તો લડેરે;
એમાં દાણ મેલ્યાં કેમ જાયરે. મહીયારી. ૬
રાધા—અલ્યા દાણી તે કંહનો કાવીયોરે.
મથુરામાંથી ગોકુળ આવીયોરે.
ચારી નંદ તણે ઘેર ગાયરે. સામળીયા. ૭
કૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજ છેરે.
એતો પોતપોતાનું કાજ છેરે

તેહના મોસુલીયાં નવા હોયરે. મહીયારી. ૮
રાધા—અલ્યા એવાં સાજનને લાજે ઘણીરે,
હીણો વડલો હોય ત્યાં એજ્યાંરે;
તુંને નિર્લજને નહી લાજરે; સામળી. ૯
કૃષ્ણ...નારી લાજે તે કામ નવ સરેરે,
અહીંઆં બીક તું કોની ધરેરે:
આવ મળીએ આપણ જણ બેય રે મહીયારી ૧૦
રાધા—એવું નિર્લજ મા બોલો શામળારે:
તારા કરના ઉતાળીશ આમળારે:
મુકો મુકોને હમારો હાથરે, સામળીયા ૧૧
કૃષ્ણ—નારી હાથ ન મેલું તાહરોરે.
અહીંયાં અમલલ છે માહરોરે:
માટે દાણાના દોકડા મેલ રે, મહીયારી. ૧૨
રાધા—અલ્યા નંદ બાવાનો તું છોકરોરે:
તારી પાસે પઇસો નથી રોકડોરે:
આવડો કેમ મચ્છર હોયરે; મહીયારી. ૧૩
કૃષ્ણ—નારી ભ્રભુ બાણુનીતું છોકરીરે
તારી પાસે પણ નથી રોકડીરે
આવડું કેમ અભીમાન હોયરે. સામળીયા. ૧૪
રાધા—હું તો વિનતી કરૂં છું ક્યારનીરે,
સ્વામી રઘુનાથ હારી તમ થકીરે:
મહીનું તે દાણ ના હોયરે, સામળીયા. ૧૫



# શેઠ શગાળશાનો ગરબો



શગાળશા વણીક મોટા શેઠ તેને હરીના ઉપર હેત; નિત્યે સાધુ જમાડે એક પછી ભોજન કરે, કે તેની ચંગાવતી નારિ સ્વામીને જાણે દેવમોરારી; એતો ભક્તી કરે છે સારી ખરા દીલથકી. કે ત્યારે પ્રભુને ચિંતા થઇ તે તો બેઠા આસીન લઇ; એનું સત્ય મુકાવું જઇ જોઇએ શું એ કરે.

## સાખી.

સઘળું નગર બોળી વળ્યા થાક્યા શેઠાણીને શેઠ,
શ્રીહરિએ કૌતક કર્યું ત્યાં તો સાધુ જડયો એક.

કે મનમાં બહુ થયા નીરાશ, ઉપવાસ કરે છે સાત લજ્યા રાખો દીનાનાથ સ્તુતી કરે કે રૂપ અતિ તણુ લઇ આવ્યા એનું પારખું જોવા આવ્યા એને બોવનમાં પધરાવ્યા એનું ભાગ્ય ફળ્યું. ચંગાવતીએ ચર્ણામૃત લીધું એ તો નવડાવીને ન્હાય, પુંજા કરે અતિ એ તો સેવા કરે સન્યાસ કે માટે ખીરના ભોજન કીધાં, પીરસીને આગળ લીધા ખીરપોળી નથી જમતા, એમ કેતા નથી અન્નનોહાર અમે માંસ મટોડી ખાઇએ, માંસ છાનામાંના લાવો. મરણ કોઇએ ન જાણીઉં તેનો પાક બનાવ્યો, મારાજ સંત જમો મીઠ્ઠી માણુસ જાતો જોઇએ અવર માટીનો નહિ આહાર; વાણીઆ વચન તારૂં પાળ તારો ચેલઇઓ શણુગાર. જોતાં ન કરો વીલંબ કરવું લાલજીને લેખે એમ શેઠ શગાળશા કહે છે, પુત્રએ મનમાં વિચાર કીધો માથે પાટીખડીઓ લીધો તેતો ઘેર આવ્યો સીધો, પીતાને મળ્યો પુત્ર હસીને એમ કહે છે. વચન પીતાનું જાએ છે, દેહ શુ કામ આવે છે, કામ તમારા કરો એટલે વણીકે લીધી પાળઇ ચેલઇઆને લાગ્યો મારી એને ખાંડણીઆમાં ખાંડી રંગતાન કર્યો. રસોઇ બનાવી તૈયાર તેને ધરાવી છે થાળ ઉઠો પ્રાણના આધાર પ્રભુ પારણા કરો.

## સાખી.

વાંણીઆ કામ વણુસી ગયું એ ભોજન મારાથી કેમ થાય.
ભોજન મરતા જો હું કરૂં મારૂં જપ તપ બળી જાય.

મનમાં પસ્તાઇ રહયા છે મુખે ચંગાવતી કહે છે મારો ઉદર ગર્ભ છે કે જેવું પેટ ચીરવા જાય તેવો ચડપ લઇને સાય મુખેથી ન કહેવાય આશો જુલમ કર્યો. તારી ભક્તી શીરને શાટે, કુંવર માર્યો માટે માટે, દર્શન દીધા દીનાનાથે, મોર મુગટ ધરી. પીતાંબરની પર્વત વાળી માંગો માંગો નરનેનારી પુત્ર સજીવન કરૂં. બોલાવ તારા કુંવરને બહાર જઇ બુમ પાડ રમતો હસે તો આવશે તારા માત પીતા ખુશી આણંદ. જે કોઇ હરીની ભક્તી કરે છે તે પર પ્રભુજી પ્રસન્ન રહે છે, કર જોડી જમજીવન કરે છે માટે સત્ય તરે.

## દાણુલીલા ગરબી ૩ ૭

ગોપી—અલ્યા કાનજી તું ક્યારે ઘેલો થયો જો,
તું તો શેનું માગે દાણજો;
મહીની મટુકી મારી ફુટશે જો.
ગોરસની થાશે હાણ જો. ઘેલું શું બોલે ગોવાળીયાજો ,૧
અલ્યા ન જાણીશ કાઇ બાપડી જો
કોઈ મળશે માથા ફેરી નાર જો,
મારગ મુકીને રહે વેગળો જો
મારા કંથને થાશે જાણ જો. ઘેલું શું બોલે.
કૃષ્ણ—તારો કંસ કુબુધિ નર શું કરે જો,
મારી સંગે છે સઘળો સાથ જો,
અલી દહાડી તે હાણ ચોરી જતો જો,
ઘણે દહાડે આવી મારે હાથજો ઓછી તું જાત આહિરની જો ૩
ગોપી—અલ્યા હાથની તે હોશ રંખ રાખતો જો;
હાથે ચારી જાણે છે ગાય જો;
પાલવ મુકીન રહે વેગળો જો,
મારી વ્રજમાં થાશે જાણ જો. ઘેલું શું બોલે શું ૪
કૃષ્ણ—અલી વ્રજમાં વશીન વેર વાળશું જો,
રંખ રાખની હકીઆમાં હામજો,
નંદજીના નામ પ્રતાપથી જો,
હું તો છેદું તારા કંસનો ઠામજો. ઓછી તું જાત. ૫
ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વિસરે જો.
ભાઈ ભણ્ટા પોતાના ત્યાંય જો,
નાસીને છુટ્યો લાડકા જો,
આવી ઉછર્યો છે વ્રજમાંયજો ઘેલું શું બોલે. ૬
કૃષ્ણ—વળી વ્રજમાં વસીને વેર વાળશું જો,
તું તો જોજે હમારાં કામજો,
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નંદકુંવર મેર નામજો • ઓછી તું જાત.
ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશે જો,
પેટ માટે ચારે છે ગાય જો,

તુ આવડોરે મોટો એમાં થયો જો,
તુને કોઇએ ના આપી કન્યાય જો, ઘેલું બોલે. ૮

કૃષ્ણ—અલી આહીરની કન્યા અમો શું કરૂં જો,
અમો સદા કહેવાયા બ્રહ્મચાર જો,
રખે પડછાયો પાડતી જો,
તું તો ધાબળીની ઓઢનાર જો; ઘેલું શું બોલે. ૯

ગોપી—અલ્યા લાખ ટકાની મારી રેબડી જો,
હીરા જડીત મારો છે હાર જો,
ઓઢી પટોળી મારે પેરણુ જો,
તું તો કામળીનો ઓઢનાર જો, ઘેલું શું બોલે. ૧૦

કૃષ્ણ—જેનો બ્રહ્માયે તાંણો તાણીઓ જો,
એનો શંકર સરીખા વણનાર જો,
તેરે ઓઢણુ મારે કામળોજો,
તેનો શેષ ન પામે પાર જો. ઓઢી તું. ૧૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તારૂં જો,
હમો ચંપક વરણી નારજો,
અલ્યા કાયા કનકને વેર વધ્યું જો,
તું તો પશુ તણો પીનારજો. ઘેલું શું બોલે, ૧૨

કૃષ્ણ—તું તો જાશ નિસરી મહી વેચવા જો,
અલી બેશી રહેજે ઘરમાંય, જો:
દોલત ઘણી છ તારા બાપને જો,
તું શાને આવે અહીયાંય જો. ઓઢી તું. ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતાં જો,
જહા પુછો જસોદા માય જો:
બાંધી મુકી સવા લાખની જો,
ઉઘાડીએ તો પત જાય જો, ઘેલું શું બોલે. ૧૪

કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવા જો,
મીઠો મેળવણીનો સ્વાદ જો;
ફીકુ પડશે તો પાછું આપશું. જો,
તું શાને કરે વિવાદ જો, ઓઢી તું. ૧૫.

ગોપી—અલ્યા એવડું શું મોઢું ગણ્યું જો.
જેટલું પીએ એટલું પાત જો;
વચને વર ચાખ્યું ચણું જો.
કદી મન મેળાવો થાત જો, ઘેલું શું બોલે. ૧૬

કૃષ્ણ—અમે દાંણુને ગજે શું દુભીએ જો,
તું તો ઘણી દીસે છે રીસાળ જો,
હસીને તાળી લે હાથમાં જો,
તું પ્રીત ધરીને રસ આપ્ય જો. ઓછી તું. ૧૭

ગોપી—અલ્યા માગ્યા મુક્તાફળ પામીએ જો,
હઠ કરો કંઇ નહી એક જો;
લાજ નહી તુંને લાડકા જો,
મન આનંદને કંઇક વિવેક જો; ઘેલું શું બોલે. ૧૮

કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરા જો.
જવા નહી દેઉં નીરધાર જો.
આપ્યા વિના કેમ છુટશો જો,
તારા મનશું તું વિચાર જો. ઓછી તું. ૧૯

ગોપી—તારા મનનો વિસાર મેં જાણીઓ જો,
હઠ શાને કરો છે આંય જો;
મનમાં મન મળી ગયું જો ઘેલું શું બોલે. ૨૦

કૃષ્ણ--મીઠાં વચન તારાં માનુની જો,
સાકર સરખા બોલ જો;
પ્રીતનો બાંધ્યો તુંજ પાસ છું જો,
આ આપ્યો તમોને કોલ જો. ઓછી તું, ૨૧

ગોપી—રાઢ ભાગીને રસ વાધીયો જો.
ગોવાલણી લાગી પાંય જો;
નંદજીના કુંવર કૃપાળને જો,
હરખ તો અંગે ન માયજો. ઘેલું શું બોલે. ૨૨

જે કોઇ ગાય શીખેને સાંભળે જો,
તે ફરી ન આવે ગરભ વાસજો;
દાણ લીલા દીનાનાથની જો,
ગુણ ગાય રતનીઓ દાસ જો, ઘેલું શું બોલે. ૨૪

## (રાગ ગીરધારીનો) દાણલીલા ગરબી. ૪ થી

રાધા—ગીરધારીરે વાત સાંભળો મારી શીદ રોકો છે৷ પરનારી.
કાંઇ સમજોરે વાત ૫હું છું સારી, તમ સાચી માનો મારી, ટેક

ઝુલ.

શીદ દાણ અહીં રોકોરે, જુવો જુએ છે ઘણા લોકોરે;
તમે પાલવ મારો મુકોરે કાંઇ સમજોરે કહું છું હેત વધારી શીદ
કૃષ્ણ—ઓ રાધારે શું કહે વાત તું મારી, કેમ ફોસલાવે ગીરધારી;
નહી ઠગાવું તારાથી હું નારી, આપો દાણ ચીતમાં ધારી.

ઝુલ.

નહી મુકું પાલવ તારોરે, અહીયાં હક છે હમારોરે,
તમે મન માંહે વિચારોરે જોઇ જોઇરે તને મેં રાધે પ્યારી કેમ
રાધા—જરા વિચારીને કહો પ્રીતમ પ્યારા, તમે બોલો નહી બોલ ન્યારા
શું સમજોરે મનમાં તમે તમારા. નીત્ય કહાડો નવા ધારા.

ઝુલ.

તમે શાનું માગો છે৷ દાણરે, નહી રોકો જીવણ પ્રાણરે;
એતો કંસને થાશે જાણરે, પછીથીરે વાત થશે નઠારી, શીદ.
કૃષ્ણ—કંસ તારો મુજને શું કરશે, હોય શક્તિ તો આવી લડશે,
જુધ કરીને મારશે કે મરશે, પછી રસ્તો સીધો જડશે.

ઝુલ.

એવાં બાનાં નહી કરો નારીરે આપી દાણને થાઓ સુખીયારીરે;
બહુ ઝક કરવી નહી સારીરે, માટે રાધારે માનો વાતતો મારી
રાધા—હું થાકીરે હવે પ્રભુજી મારા, પીયો ગોરસ ને થાઓ સારા;
ગુણ નીધારે ગુણીયલ છે৷ તમે પ્યારા, તમે સંકટ કાપો હમારાં

ઝુલ.

હું દાસી છું તમારીરે, વારે જાઉં વારીરે;
કાપો સંકટ સહુ બિહારીરે, કહે છોટારે વિનતિ સુણજો મારી. શીદ.

# ભક્તોનો ગરબો.

જગમાં નરનારીને, સત્ય વચન એક પાળવુંરે,
હરિના ચરણ કમળમાં, ચીતક સદા ચોટાડવુંરે,
એવો નામ તણો પ્રતાપ, તે સાચો માનવોરે.

**સાખી**

નામે કંઈ નર તારીયા. ને કંઇકના કીધાં કામ
રોહીદાસની લીધી પાતરી; એવા છો ઘનશ્યામ,
નામે નરસીંહ મેહેતાને હાર હાથોહાથ આપીયારે. એવો.

**સાખી**

નામે નામા ભક્તની છાપરી; છાઇ હાથ
સેના માટે સનમુખ રહી, નાઈ કહેવાયા નાથ,
નામે નાઈ થઇને, રાજા મહોલે પધારીયારે. એવો.

**સાખી**

પ્રહેલાદને ઉગાર્યાઓ, ને સ્થંભમાં કીધો વાસ,
હરણ્યાકસ્યપને મારીઓ, ને ઉગાર્યો નીજ દાસ.
નામે પાંચાલીના પ્રેમે પટકુળ પુરીયારે. એવો.

**સાખી**

તાતી કઢા શીતલ કરી, સુધનવાને કાજ
સાગરમાં રાખ્યો બુડતો, રામ કહતાં ગજરાજ
એવા શવરી બાઇના, એઠા બોર આરોગીયારે એવો

**સાખી**

ભાજી વિદુરની જમ્યા, રાખી સંતોની લાજ,
કરમાનો ખાધો ખીચડો, ન જાત જોઈ મહારાજ
એવા સુદામાના સંકટ; સરવે કાપીયારે. એવો.

**સાખી**

પાંચ પાંડવ ઉગારીયા, ટીટોડીના બાળ
યુદ્ધ લીધું જેમલ તણું, અને સ્હાય કરી ગોપાલ;
એવા મન્જારીના બાળ તમે ઉગારીયારે એવો.

સાખી

મીરાનું વિષ અમૃત કર્યું, અને પુરી મનની આશ
અનેક ભક્ત ઓધારીયા, એમ ગાયે ગંગારામ દાસ.
એવા અનેક ભક્તને અલબેલે ઓધારીયારે એવો.

## શ્રવણનો ગરબો.

કે જોકે અપંગ લોચન એનું નામ કરણ એનો પુત્ર શરવણ સપુત્રજ છે. કે જ્યારે પાંચ વરસના થયા, ભણવા નીશાળે ગયા, માત પીતાની આજ્ઞા પાળે છે. કે માતા કહે છે મારા તંન, મારૂં પાળજો વચન, તીરથ જાત્રાનું મંન, અમને થાય છે. કે તીરથ નરબદા જે ન્હાય, તેના પ્રાશ્ચીત પ્રલે થાય, એવું શાસ્ત્રમાં કહે; વાચે છે.

સાખી

એવું સુણી શરવણ ચાલ્યા; જ્યાં મીત્ર વસે છે સુથાર.
અગર ચંદનના કાષ્ટ લઇ કરી; જઈ ઉભા તે મીત્રદ્વાર.

કે ઘરમાં ઘડે છે સુથાર, જઇ કીધો છે જુહાર, કે એક કાવડ ગડી આપ, મીત્રજ છે. કે સુથાર કહે છે મારા મીત્ર, કાવડ શું કામ ઘડાવો છો, તે કહો મુજને. મીત્ર જાવુ મારે આજ, આંધળા માબાપોને કાજ, તીરથ જાત્રા લઇ જાવું, એમ કહું તુજને કાવડ લીધી એની વાર ઘરમાં થયા છે તૈયાર આંધળા બેસાડી મા બાપ બારણે નીસર્યો છે,

સાખી

શરવણ બારણે નીકળ્યો એતો તત્પર થયોરે તઇયાર;
ખાંધે કાવડ ભેરવી એતો ચાલ્યે વનમોઝાર,

કે ફરતા ફરતી ગામો જ્યાં આવે છે મુકામ ત્યાં કરે વીસરામ બહુ દુખીયો છે, એવી રીતે ચાલ્યો જાય ફરે જંગલોની મહાંય માત પીતા મુખે બોલે છે માતા કહે છે મારા બેટા હણુ ઘણુ

રહ્યા છે એટલે પાણી વિના તે જીવડા જાય છે તડકે ગળુ સુકાઇ જાય મુખેથી ન બોલાય એટલે એક વડ ત્યાં આવ્યો છે,

**સાખી.**

વડની નીચે જઇ કરી વળી પ્રભુજી કરજો સ્હાય
સર્વે વિનતી હું કરૂં કાવડ ભેરવી તે વડની મહાંય

અહીં બેસો મારી માત એટલે થઇ મધરાત ચાલી ગયો તલાવની ઉપર જારી લાખી જળની અંદર એટલે પાણીમાં અવાજ થયો છે કે થયું દશરથને જાણુ શીકાર આવ્યો છે નીરવાણ લીધાં ધનુષને બાણ શીકાર મારવાને કે બાણ માર્યું છે સહી વાગ્યું શરવણને જઈ રામ કહીને ધરમાતી

**સાખી**

રામ શબ્દ શુણી કરી જ્યાં આવ્યો છે રાજન
પાસે આવી પડયો દીઠો વળી દુખીયારો શરવણ

પડયો દીઠો તેને ત્હાંય મનમાં બહુ પસ્તાય એ તો શરવણ પુત્ર કરણનો જળની જાંરી ભરી લાઉ એના માબાપોને પાઉ એનો બોશાઆળો થાઉં જારી લીધી છે રાજા દશરથ બોલ્યા વાણી તમે પીસો હવે પાણી શબ્દ સુણીને બેઉ બોલ્યા અંતરથી રાજા દશરથ એવું કીધું ત્યારે પાણી નવ પીધું તાંથી મુનીવ્રત લીધું બહુ દુખીયો છે રાજા દશરથ બોલીઆ તમે સાંભળોને રાજન શરવણ મારાથી મરી ગયો કહી રાજાએ વાત એને પુત્ર થજો ચાર એનું મૃત્યુ તેની વાર નહી પાણીનો પાનાર વીજોગ પડજોની—



[illegible] છપાય છે!!! છપાય છે!!!

વાંચવાલાયક [illegible] નોવેલ

# શૂરાનો સરદાર

યાને

# બુદ્ધિનો ભંડાર

---

આ ગમ્મત સાથે જ્ઞાન આપનારી દળદાર નોવેલ થોડા વખતમાં બહાર પડશે એ પુસ્તકમાં વીર પુરૂષ બહાદુરસીંહના પરાક્રમ અને તેની બુદ્ધિના અનેક દાખલાઓ આપ્યા છે. દરેક વાંચકને રસ પડે એટલા માટે તેને વીર, શૃંગાર કરૂણા આદિ રસોથી ભરપુર કરવામાં આવી છે. ઉભય વર્ગને આ પુસ્તક બોધ તથા આનંદદાયક થઇ પડનાર છે. લાયબ્રેરીઓને પણ દીપાવનારી છે. માટે દરેક બંધુઓને વાંચવા ભલામણ છે. આ નોવેલમાં ફાઇનગ્લેઝ પેપર વાપરવામાં આવ્યા છે અને તેને પાકા પુંઠા અને સોનેરી અક્ષરથી અંકીત કરવામાં આવ્યું છે. છતાં પણ તેની કીંમત માત્ર ૧–૮–૦

અગાઉથી નામ નોંધાવનારના નામ પબ્લીકમાં મુકવામાં આવશે.

મળવાનુ તથા નામ નોંધાવાનું ઠેકાણું.

**બુકસેલર નવનીતલાલ વીજભુખણદાસ**

ઠે૦ લીમડાચોક સુરત.



**શા. નવનીતલાલ વી. પટવા બુકસેલર.**

આ અમારી દુકાનેથી ગુજરાતી સ્કુલોમાં ચાલતી ટેક્સ્ટ બુકો તદ્દન નવાં બહાર પડેલાં નોવેલો, વાર્તાઓ, ભજનો. કીસ્સાઓ, ગાયનો, નાટકો. વૈદકના પુસ્તકો, ડાયરી પંચાગ, કાર્ડ, કવર. નોટપેપર અને સ્કુલને લગતી તમામ જાતની સ્ટેશનરી કોરી બુકો, એકસરસાઇઝ બુકો વીગેરે ઘણાજ સસ્તા ભાવથી મળશે.

## વેપારીઓને સારૂં કમીશન આપવામાં આવે છે

લાયબ્રેરીઓ વગેરેને મોટા જથ્થામાં પુસ્તકો પુરા પાડવામાં આવે છે. કમીશન પણ ઘણુંજ સારૂં આપવામાં આવે છે.

એકવાર પધારો ખાત્રી કરવા ભલામણ છે.

## લખો ફકત નમુનાનો ઓર્ડર

બહારગામના ઓર્ડર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે

બહારગામના ઓર્ડર વી૦ પી૦ થી મોકલવામાં આવશે.

**શા. નવનીતલાલની વીજભુખણદાર**

બુકસેલર એન્ડ પબ્લીશર્સ,

લીમડાચોક—સુરત